સજ્જન સમાગમેચ્છુ દયાળજી મોરારજી દેશાઈ.

લીંબડી એંગ્લો વર્નાક્યુલર સ્કૂલના હેડમાસ્તર.

સાહેબ આપ, છંદ મનહર.

સુશિળવા શાન્ત શાણા સજ્જન સ્નેહાભિલાષી
પરમે વાંચ્છિત પુરા વિનયી વિવેકીછો,
હાસ્ય વિનોદી વિદ્યા વિલાષી મતિ માન આપે
માયાળુ સુજાણ ગુણી ગ્રાહક વિશેકી છો;
મારા હિતકારી સુવિચારી સદાચારી શૂરા
પુરા પુની વા પવિત્ર ન્યાય પક્ષે ટેકી છો,
આદી કારણે આ ભેટ વિના પરવાનગીની
*કાવ્ય કલોલે કરેલી મારી તે સ્વિકારશો. ૧

કર્તા.

---

*ચાલતા માસની તા. ૧૧ મીની રાત્રે અત્રેની એંગ્લો વરનાક્યુલર સ્કૂલનાં હેડ માસ્તરને ત્યાં હું ગયેલો જે ટાણે વાતમાં વાત ચાલતા આ કાવ્ય કલોલ અંગેની મને તેમનાથી કંઈએક થયેલી સૂચનાએ કરી આ ચોપડી અત્રે આલમને નજર થઈ છે. તેમ નીરદોષ સંગાર અંગેના આએ મારા રચી કાઢેલ ભાગે હું મને પોતાને બીજાની પેઠે સડેલો સંગાર લખવાની સંધીથી કેટલેક દરજે છુટો પડેલો સમજું છું. ને આમાં ઉંડા ઉતરી જોનારને પણ તેમજ જણાશે.

અહીંની એંગ્લો વરનાક્યુલર સ્કૂલના બીજા આસિસ્ટંટ ભાઈશંકર વિશ્વનાથથી માગેલ કેટલીક બીનાં આને મ... સવેળા આવી લાગવાથી હું તેમનો પાડ માનું છું.

તા. ૧૮-૭-૯૧

## કાવ્ય કલ્લોલ. "છંદ મનહર."

"નવલખા મ્હેલ" નવ નવિ નાની મોટી રંગીન બેરંગી રૂડી
મનહર હવેલિયો હારાનાર રાજે છે,
જાણે ના સજેલ હોય રૂડા સણગારે સાજ
એકા સમુદાયે છબિ છબિલી સમાજે છે;
એક એકથી સવાઈ થવા સરસાઈ નીજ
ચડી તરતિબ ટોચે ટેકમાં બિરાજે છે,
પુછતી ન હોય જાણે આપ આપે અન્યો અન્ય
અવરને આપની સુંદીરતા શી છાજેછે. ૧
છાજે છે સુંદીર છેલાં મ્હોલ વા મ્હોલાત માળ
નવિન નકશીદાર ઝળઝળાટ ઝાજે છે,
લીલા પીળા ધોળા રાતા વિવીધ ભાતિ ભુવન
સદન શોભાની સીમા સણગારે સાજે છે;
છાજે છે કા ચોકમાં ચાતુરી કરી વેડી છાજે
પાત્ર રૂપ અંબર અવાસ આગે રાજે છે,
છાજે છે કો મ્હોલ દ્વાર બારી બારણા ઝરૂખે
ચોગઠાની સજી શોભા સારવા સુહાજે છે. ૨

---

"દ્વિપોદ્ઘાત" કૃષ્ણ દરબાર શોભા સર્મીસાર સૌદર્યતા
છતાં સહોદરેનાં સદન સુરે ભાષતા,
તાજમાં ત્રિકમજી સજી સજોઈ પોતે સાર
સાર કેવા શેવકની હશે કાં સ્થળે છતાં;
કુબેર ભંડારી પ્યારી લખમીજી સુધા સાથ
નાથકો મિત્ર મંદીર જવાંની ધારી વૃતા,
અમરાપુરથી આપે કઈલાષ કે શુ કેથે
જોઈ ગયા હરી મજુ રોકાવું શાને વૃથા. ૧

"કામની શોભા." રાજે છે રોશની રૂડી ફાનસની હાર રૂપે
ચોર વા હરામી ઠગ દેખી દીલ દાઝે છે,
પુરમાં પ્રમોદ પેખી પ્રદીપ આ દીપ માળી
હંસ રૂપ સજ્જન સદવ્ય સ્નેહે રાજે છે;
રાજે છે સ્વરગ શોભા રોશનીની રોનકમાં
પુરજનનાં રંગી બે રંગી મોલ આજે છે,
પ્રતિબીંબ પેખતા નવિન રૂપ ઓળા તેનાં
અવની આભાપ લીલો રાતો પીળો રાજે છે. ૩
અંબર અવની જાણે ઓઢી આવી પુર વાસ
ક્યાસના કળાય ગતીવંત શુભ થાવે છે,
રૈન રમણીક રૂપે નવ યોવનાસુ બની
દીપ પતી ભેટવા પતંગ રૂપે આવે છે;
શ્યામ વરણી આ કાળી કામનાને વશ કંથ
કે શું? કંથ વશ કામની પરોઢે જાવે છે,
અરૂણોદયે ઉજાસ ભભકતો દીસે ભાષ
નગરી શોભાની અચરતી ઉપજાવે છે. ૪

---

ઐરિયાત અંત ધરી હરીફાઈથી હુલાષે
વહ્નિકુંડ મૂકી વળ્યો જવા કઈલાષમાં,
જોયું કઈલાષ તો ન શિવ ઉમિયા સદન
ભૂવન તપાસ્યા દેવ દેવિ કો ન વાસમાં;
સહસ્ત્ર રૂષિ અઠયાસિ આશ્રમે ન એકો દીઠા
ઈંદરા પુરી ન ઈંદ્ર પોતિકા અવાસમાં,
। કોણ હેતુ પળ્યા પરમ પવિત્ર પુની જાં
ન લાવે શોધ નાવે કસ્યું ક્યાસ' 'છે;

"બજારની ધામધુમ" ઉપજાવે અચરતી સુંદીર બજાર અતી
છતી છોબે છાજતી બજાર તેજી છતમાં,
વટમાં વણીક જન વણજ વેપાર કરે
ઘડે શોની કંસાર લુહાર ઘાટ ઝટમાં;
શોની સોનાનાં સૃગાર ધાતુ પાતરો કંસાર
લુહાર બહોળા ઘાટ ઘડે છે ઉલટમાં,
રણુકાર ઝણુકાર ઠણુકાર થાયે બહુ
વીધ વીધ માલની ખપતી ઝાઝી ઠઠમાં. ૫
ઠઠમાહીં ઠારોઠાર ફેરીઆ ફરે બજાર
મળે મિષ્ટ મેવા મન માન્યા માલ છતમાં,
છોજે નાણાવટી દ્વાર મેળવાયે નાણા મેળ
મનમાન્યું વવરાય વિત્ત વધ ઘટમાં;
ઘટમાં ઘટાય ઘાટ માલ જથાબંધ જહાં
મળે મન માન્યા દામ દોકડા ઝપટમાં,
નુનતા શી કહો તહા! જહા નૂર વિના નીમે
નીશ દીન નરનાર મળે વધ વટમાં. ૬

---

નાવે કશ્યું કયાસમાં અવાસમાં ન એકા જોઈ
જોઈ દેવલોક આમ ઉપડ્યા અચાનકે,
ઊરમાં વિચારતાંય વિગત ના સુજે કશી
ચાંપે ચાલી આવ્યો પોતે ભૂ લોકમાં ચાનકે;
ચાનકે એોદશ ચિત્ત શોધવા ચતુરભુજ
દેશ વા વિદેશ ફર્યો ચાતુરીથી ચાનકે,
ભળવા મહેશ મહી મથ્યામાં ન મુકી મણા ૧
આ આવી પુગ્યો આપે તે અચા

કેક નરે વેચ્યાં નૂર ખરચીને નવ નવા
કાપડ વિવીધ કીનખાબ કાજુ મસરૂ,
કેક નરે વેચ્યાં નૂર ખરચીને મોંઘા માલ
ખાંડ સાકર ને તાજુ ધરાંઇજ શ્રી ભર્યું;
ઘણા નાં દલાલે, ઘણા ગાંધી રશ કશ ગંધ
મરી મશાલાને વેચ્યાં જાણે ભાગ્યજ ભાળ્યું,
ગાદી બેઠા તકે આમ મન ગમ્યા મોંઘા માલ
જેર આણિ પુરજને વગે પડતું ભર્યું. ૭
સુખડિયે કીધાં સાર પકવાન પ્રેમ આણી
ખાજાં ઘુરમાં જલેબી આદી જાતિ સાતનાં,
દોશી વાણિયે દુકાન ખોલિ ખુલે દ્વાર ખાશી
કાપડ ગોઠવ્યા બહુ જાતી ભાત ભાતનાં;
જગ હણાતા જરૂર કળસ કીમતી કાજુ
કંસારે કરેલ ધાતુ પાત્ર જાત જાતનાં,
કારીગરે કરોડ પ્રકાર કારીગરી કરી
કોડથી કરેલ રૂડા નમુનાં નિરાંતનાં. ૮

---

દેવનાં દુદંભિ નાદ ધ્વની આહા! થાય આશી
દેવ મળી આવ્યા હોય આહી એમ કાવેછે,
વિચરી વિચિત્ર લીલા શોભા બાગની શી આહા!
દેવે આવી કીધો વાસો શકે! હાં સુહાવે છે;
જોવું જાતે જુગતી જે જોગવી શી જોગવાઈ
વિવીધ વધાઈ વાજાં રશિક વજાવે છે,
કારણ કળાય નહીં વિજાઈ આવા જે વાજાં
કારમા કલોલમાં શું! કોણ હેતુ કાવે છે.

તારકશિયો એ તાર તોરા પાઘ પેચદારી
નકશીદાર સુવરણનાં સણગારિયા,
રંગરેજે રંગીન બેરંગી રૂડા કરી રંગ
અવલથી કીમતી અંબરને ચડાવિયા;
પટ ભૂષણ પ્રકાર કહુ કોણ પેર કથી
જગમાં ન જડે જોડ રૂડેરા રચાવિયા,
પુરમાં પ્રમોદે પુરજને પેલ પેરવીથી
ભાત ભાતિ નંગ પોતિકા થકા રખાવિયા. ૯
ખતરિ રંગાટિયોને ભાવસારે ભાવ આણી
ભાત ભાતિનાં ભરેલ માલ મન માનતા,
માન તાન દેતા દામ મગરૂર મન મોંઘા
ખરીદી ખપતે નાં આરામ લેશ પામતા;
પામતાય પુરા દાંમ વિનાં દરકાર જાણે
ઘરાકોને ઘાટા તાણી કાઢે કોરે ઘાંમતા,
ઘાંમતા ઘડીન પગ વાળી બેશે શાન્તતાથી
ઘુમતા આનંદે ઘાક જોઇ હારે જામતા. ૧૦

---

"દાજી રાજની વાડી" શોભા રળીયામણી શી! રમણીક લાગે આહા
બાગે આવી સૌંદર્યતા સૃષ્ટિની સમાણી શું!
વન ઉપવન શોભા કહુ કથી કોણ પેર
વિવીધ સુ વૃક્ષ વેલા વેલિયો સુહાણી શું!
પુસ્પ લતા ફાલી નવ પલ્લવ વનસ્પતિ જ્યાં
છની છતમાં છે જોતાં છોળથી છવાણી શું!
સુર બાગ સમી શોભા રાજ બાગની હાં! બની
જે અઢારે વનસ્પતિ ખીલિ વખાણી શું. ૫

જામતા જનાદી લૈ કો સેવા રંગ જુજવાને
ધોળા રાતા લીલા પીળા ધોળવા સુ ધામને,
ગોરમટી ગોરી ધોળી પીળીને પલાળી પૂર
ધોળ્યા બહુ ધામ એમ શોભાવા શું! ગામને;
દામ દઈ રોક થોક લોકનાં અથાગ આપે
ગાદી બેઠાની ખુશાલીમાં સુધારે ધાંમનૈ,
ગરીબે જે ગાંઠ કરી મેળેલો ગરથ જુજ
વ્હાલથી વટાવ્યો મોજ માણવા સહામણે. ૧૧
દોશીની દુકાને દેઈ દામ લેતા લુગડાં કો
રંગારીને તહાં નાખી લુગડાં રંગાવતા,
તારા તાર તેવડેવા નાખી કોઈ કોડે કરી
કપડાં કીમતી સઈ કને શીવડાવતાં;
સોની હાટે હરદમ સહુકાર લોક નીજ
ભાગ્યા તુટ્યા મેલા ઘાટ વગે સમરાવતા,
કંગાલકો ધરી કોડ કપડાં શીવાઈ ધોઈ
ખુશાલીમાં બણી ઠણી હોંશે કામે આવતા. ૧૨
આંબા આમલી અનાર અંબ તરૂ આવળનાં
બાવળ બોરડી ઝુકયાં ઝુંડે ઝાઝા ઝાડ જ્યાં,
વેલા દ્રાક્ષ આદી અમર વેલી વિશેષ ફાલી
ચંપો જાઈ જુઈને ચંબેલી ફુલ ફાલ જ્યાં;
નદી નાળાં ઝરણાદી ઝાઝા ગાળા ગોતરમાં
બાગ સમીપનાં દેરાં જોવા જેવા તાલ જ્યાં,
વિજાઈ વધાઈ વાજે વિશેષ વધાવા વ્હાલ
રંગીન બેરંગી શોભા સદન સુ બાગમાં.

કમાણી કંગાલને મજુર રોજદારને ને
લુહારી સુથાર મોચી દરજી કુંભારને,
સરાણીઆ સાર કાજુ રૂડા કલીગારને ને
ભેનારા ભંગારૂ ઘાટ સંઘારા કંસારને;
દાંત ક્રોડા ચુડીગર વળી મણીયારને ને
ડબગર મુંજાં ધોબી હજામ અપારને,
ભાડભુજા ભાટિયા વસાણું વેચનારને ને
કમાણી કળાય એવા બહુ ધંધા દારને. ૧૩

"દરબારમાં રચના" લખમી ભંડારને કોઠાર સિધા સામાનના
કૂબેર ભંડારી સમા ભંડારી તો ભાળિયે,
નવનીધિ અષ્ટસીધિ સદને સદા સુહાય
લીલા લહેર વાશીઓ ત્યાં શી નુનતા નિહાળીયે;
શિવની આપી સમધિ લખમી આપે અધિષ્ટ
સોનું કુળતા સરવ પ્રકારે સંભાળિયે,
ભાળિયે ભૂવન ભવ્ય વૈભવ સુમન માના
રાજ રીતમાં નમાણા વિવેકે વિચારિયે. ૧૪

---

બાગ પવિત્ર પુની પેખતા પમાય પ્યાર
પ્યારમાં પ્રમોદ કર્યો આજ દેવ લોકને,
આનંદ ઉત્સાહ આહા! વાવીથી વડો વિશોક
પેખી શોભા શિમા કરે હર્ષ હરે શોકને;
સ્વભાવિક સૌંદર્યતા રાજ બાગે સજી સાર
અલૌકિક વાટિકા લજાવવા આશોકને,
જોવું જઈ જાતે કશી જુગતી જણાય જોતાં
આનંદ ઉત્સાહ આ શો રૂડો દેવ લોકને. ૭

સાદરે સનમાન માન મોજ મન મોટપથી
આદરાવકાર પ્યાર પ્રીતથી પ્રમાણીયે,
જાણિયે જરૂર જશ જો ગવૈયે જુગતથી
ઉદાર કંજુસ પુછ પરશ પિછાનિયે;
પીછાની પડે પ્રસંગ સાલસ વાતો છડાઈ
વડાઈ વિવેક વાત વિગતેથી જાણીયે,
જાણીએ જરૂર રાજા તણી રૂડી રાજવટ
પ્રસંગ પડે ઉદારતાઇથી વખાણિયે. ૧૫
દયા દરબાર દ્વાર સુઘડતા સાચવટ
વિશેપે સુ વિવેકાઈ વસી વગે વ્હાલમાં,
વ્હાલમાં વિનયતા શુચિત્ત વિનાતે વડેથી
વવરાય ગાદી બેસવા તકેજ તાલમાં;
તાલમાં અપાય રૂડા ઉતારા આદર થકી
ઠીકઠાક શોભા સણગારી મેલ માળમાં,
માળમાં મરૂશાદાર ભલાભલા જન હથુ
કશી ન કચાઈ કામ લેવાયે સંભાળમાં. ૧૬

મહીધરને મહેશ દેવ દેવિયો રૂપેશ
ઇંદરાદી આહીં હા! ઉત્સાહે હોશે આવ્યા શું !,
પ્રફુલિત નવ પલ્લવ આ હંસે વનસ્પતિ
સૃષ્ટિ સૌંદર્યતા બધી સાથે હોંશે લાવ્યા શું !;
આનંદી ઓપે આભાષ જળ હળ તો પ્રકાશ
કલ્પના એ થાયે ખાસ સ્વર્ગ શાં સુહાવ્યા શું !,
અમરાપુરથી આહીં સંચરી સુંદરતાઈ
સિંચી સુધા તરૂ વેલાવેલી સરજાવ્યા શું !.

હાજર હમેશ રેં હરેક દામ હર દમ
પરણા ગતની પુરી પાડવા સુ કામના,
કામના મનુષ્ય કાજુ ગોઠતાં સુ ગોઠવિયા
પાડવા ગરજ પુરી રોજદાર દામના;
મનગમી મોજ રોજ હાસ્ય વિનોદની વાત
ખ્યાતવંત લોક કૈં ભરાયા ગામ ગામના,
મંડપ રચના કરી મન ગમી મનહર
રમણીક રચના અકલ કરે કામ ના. ૧૭
કામનીઓ કરે નાચ થઇ રહ્યો થનનાટ
સોભતો સમાજ બેઠા ભૂપતી સિંહાસને,
કનક સૃંગારી મોહકારી કારી મંડપની
સુંદીરતા સારી શોભાકારી કીધી આસને;
આસને ઓગરદમ ચિત્ત ચોર ચિત્રકાશે
ખુરશીઓ ઢાળી ખાશી શોભાવે ઓ પાસને,
બુટા કીનખાબી પેચદારી બાંધિયા ઉલેચ
સૌંદર્યના એશ ઉપજાવે દિ્ર હુલાસને. ૧૮

---

સરજાવ્યા સિંચી સુધા ફળ્યા ફળ ફાલ્યા ફાલ
રશકશ ભર્યા મીઠા વિચીત્ર પ્રકારનાં,
વરણી શું કહું વૃક્ષ ભાતી વનસપતીની
ખુશબો ફેલાઇ ફીર જાદે સુખકાર ત્યાં;
લુંબે ઝુમે ઝુકયા ઝાઝા ઝુલે વૃક્ષ વેલા વેલી
ફળ દ્રાક્ષ તરબુચ મેવા તરેવારનાં,
શોરને બકોર ઝાઝા થાયે મીઠા મનહરા
ગ° સુક કોયલ પશુ પંખી અપારનાં. ૯

લીલા પીળા ધોળા રાતા રાજતા ફુમતા ફરે
ઝુમરો વા રંગીન બે રંગી રૂડી હાંડી છે,
તદબીરે ગોઠવ્યા તગતા તરતિબ શોભે
ચિત્રકાર કૃતિમ અફુળ કોમાં વાડી છે;
લુંબે ઝુંબે ફળ ફુલ નીર નીક ન્યારી કીધી
વિચીત્ર પ્રકાર વ્રક્ષ વેલા વેલી ઝાડી છે,
મોર પોપટ કોયલ પક્ષી જાતી બેઠા શોભે
વળી કો કો સ્થળે ચિત્ર કાઢ્યા નર નારીછે. ૧૯
નારીકો સુંદીર અને પેરો ચિત્ત ચોર ચારૂ
કરતી કટાક્ષ વાક વદતી સુ વ્હાલથી,
મોહીની રૂપે મનુષ્ય મન લલચાવા જાણે
સજી સણગાર મલપતી દીસે માલતી;
માલતી મદન મદ ભરી બાળા રૂપે કૈંક
યુવના વયમાં વામા હંસ ચાલ ચાલતી,
જાણેનાં જરૂર વારાંગના બેર કરતી એ
મંડપમાં આવી કોએ આપે મ્હાય આલતી. ૨૦

ટહુટહુ કરે મોર બોલેછે બપૈયા બોલ
શોર શાં સારસ કરે કોયલ પીઉ પીઉ,
પ્રેમ ભર્યા ભરે ચક કાયમરે કબુતરા
એકઠી મળેલ કરે ચકિયો ચીઉં ચીઉં;
સુડા સાથમાં સકાય ખીશકોલી ફોલી ખાય
ફળ ફુલ ફાલ કરે કાબર કીઉં કીઉં,
વર્ણવું શું વાત વિસતાર થાય વર્ણવતાં
કોકીલ કરે કલોલ વન વિસ્તારી રહ્યું.

આજતી સહાય જહાં થાય નાટા રંગ નાચ
વિવીધ પ્રકારનાં વાજીંત્ર નાદ વાજેછે,
સ્વરદ્ધની કોયલ કોકીલ સ્વરી કામજની
નેપુર સતાર તાર ગાનતાંને ગાજે છે;
ગાજેછે ગનકા ગીત ઝીકમાં ઝાકમ ઝીક
તનનમ તનનમ સરોદો અવાજે છે,
નગારા નીશાન ડંકા દડીકંમ દડીકંમ
ત્રાંસા ત્રંબાળુ સરણાઈ પડધંમ વાગેછે. ૨૧
વાગે પડધંમ સાથ પડી ધુંમ રામઢોલ
ઢબુક ઢબુક થાય ઢોલ નાદ સામટા.
સામટા મળી સુજશ ગાય ચારણને ભાટ
માગણ બવાયા ભાંડ ઢાઢી લંઘા સામટા;
સામટો સજ્જન સમુદાય મળ્યો મંડપમાં
કવિ શીરપાવ પાઘ શેલાં સાલ પામતા,
પામતા પંડિત સનમાન માન મહાજનો
ગુણીયલ ગુણ ગાંન ગોષ્ટિ ચલાવતા. ૨૨

---

રહ્યુંવન વિસ્તરી તે લખવી ન જાયે લીલા
લીલા લહેરે કીધો વાસો વિવેક વિચારીને,
ધારી ધામ જોતા ધીંગા અકલ ન કરે કામ
હાંમ હિકમી હુન્નરી જોતાં જાય હારીને;
શોભા સુખકારી દીસે દીપતાં દેવળ દેરાં
પુર શોભા છેટે રહી નીરખી નીહાળીને,
તતપર તેવડમાં તાલમેલ દીસે કરી
ગુરમુ આ શોભા કશી પુછું કોને ધારીને. ૧૧

વિદ્યાના વિલાશી અભિયાસી કળાકારી કાર
મહંત મતિ મનુષ્ય મસલતી માવતા,
કશરત કળા કરી કોઈ કોઈ કશી રીતે
મંડપમાં અતીસય આનંદ પમાવતા;
જાદુ ખેલ જુગતીથી જોગવી જરૂર કોઈ
અકળ કળાયે અચરતી ઉપજાવતા,
લાવતા હરેક રીત હાષ્યને વિનોદ વાદ
બુદ્ધિબળે આપ આપે ચાલાકી બતાવતા. ૨૩
બતાવતા બહુ શ્રુત શ્રુતિ સ્મૃતિ પ્રમાણ
પેરવી કરી કો વેમ વાતને હઠાવતા,
ભાવતા ભૂપતિ વેણ ભાખી અભિલાખે એવા
પંડિત પુરાણી વિદ્યા વારતા સુણાવતા;
સુણાવતા હાષ્યને સૃંગાર સરસાઈ કરી
ચારણ ભાટ કો કાવ્ય ગાઈ સંભળાવતા,
રાવળાં મળી કો કાઢી કશુંમાને પાઈ પાઈ
વાતનાં ગપાટા હાંકી હાંસીથી હસાવતા. ૨૪

---

"અરિયાત" કોણ હેતુ કાજ કહો આનંદી ઉત્સાહ આજે
રાજે રમણીક શોભા સુંદીરતા સારી છે,
દેવનાં દુદંભિ નાદ થાય કોણ કારણથી
મનમાં પ્રમોદ પ્રેમ ધારણા શી ધારી છે;
ધારી છે કો ધીરવંત પધરામણીની પેર
પ્રેરણા કેકો પવિત્ર પુની હીતકારી છે,
કારણ કહાવો કોણ કાજ ધામ ધુમ
વારૂ! શી વધામણીની રાજ "

વિવીધ પ્રકાર એમ હાસ્યને વિનોદ વાદે
આનંદ ઉત્સાહ રાજ મંડપમાં રાજે છે,
વિચિત્ર લીલા છવાઈ ગાન તાને ગુલતાને
અતી રમણીક રમ્ય રશિકતા છાજે છે;
વાજીંત્રનાં નાદે પાદ પ્રહારે વારાંગનાને
અલૌકીક ઓટ ઉર આનંદ અવાજે છે,
ગાદી બેઠા તકે નભ વારાંગનાં ઉતરીઆ
મંડપ શોભાવા શકે સ્વર્ગ શોભા લાજે છે. ૨૫
લાજેથી સ્વરગ શોભા કૃશ્ન આદી દેવલોક
નીરખવા શોભા વ્હાલે આવ્યા ચિત્ત ચાહીને,
ઇંદ્રે મુકી મામ મનમાં મુરાદ કીધી એમ
બનવું જુગતી શી જામી જાતો જાત જોઇને;
શિવ ઉમિયા કૈલાશ છોડી આવિયા હુલાશે
સુણતાં સંકોડે આપે રૂડી આ વધાઇને,
અનુંમાન માંન આવે શોભા શેષ સરિખાના
એક જીભ્હાએ તો કવિ કેમ શકે ગાઇને. ૨૬

---

"પૂરજન" દાજી રાજજી નરેશ વઢવાણ પુરપતી
તખ્ત નશીન થવા સુતથી નારધારી છે,
સુંગાર મહેશ નેત્ર૧૯ માસ અંક સપ્ત સોલ૩૭.
અશાડવદી બીજે રાજ સત્તા હાથ ધારી છે;
ખાત દેશ વા વિદેશ થવા નીજ કીરતી સુ
ગુણ ગ્રહી બેઠા ગાદી હિતકારી છે,
'ગણ મળી ઉત્સવ સુ કીધો આજે
એ નગરી સુંગારી છે. ૧૩

"રોશનીપ્રતીસંજ્ઞા" હવાઈ ઉડેછે આજે હરામી ઉડાવા આંમ
બેઠા દાજીરાજ ગાદી ન્યાય નીતિ પાળવા,
ઝાડ આદી ફુલખંડી ફડાકા જે ફુટે ફટ
સત્યતા અવાજે એનો અસત્યતા ખાળવા;
ટેટા છુટે તાને આમે ન્યાય નીતિ નેક થવા
ઓં કોઈ છુટે વિખેરી અનીતિ નસાડવા,
દાજીરાજ તખ્ત નશીન થતા ન્યાઈ નર
દેવલોક લાગ્યા પુષ્પ વૃષ્ટિ શું ! વર્ષાવવા. ૨૭
થાય વૃષ્ટિ રાતા લીલા પીળા પુષ્પ જુજવાની
મુક્ષાં હાથ રોશની વધુ કર્તા વિવીધજે,
થાતા જે અવાજે નાદ જુદ જુદા નવનવા
દેવનાં દુદંભિ વાગ્યા શક હાં ! પ્રસિદ્ધ એ;
અવનીથી ઊંચે ચડી નભે ગયે લાગ ભારા
ખુશાલીની ખાશી બાળ દેતા દીઠા શીધ એ,
માહિતી મહેશ આની દેવ દેવિયાને જેણે
સાજન મંડળની જ્યોતથી મળી દીધજે. ૨૮
"ગભારા"—નદ નેહ ધારી ઈંગરેજ આગેવાન આજે
આસીસ્ટંટ પુલેટીકલ એજંટ છે આહીંના,
કેશવરાવ સાહેબ દાના ડેપ્યુટી વા દેખો
હરીદાસ ભાઈ માજી કારભારી જ્યાંહીંના
ગણપતરાવ આવ્યા અવેજી આ એ
મુખી કારભારી સાથ શોભે બ
માંગરોળ વા શિહોર દર
ભાયાત મંડળ—રા

ખંભાત દીવાન દીઠા શામળેરાવજી શાણા
ગુરૂ લાલજીને શેઠ લક્ષ્મિદાસ ખીમજી,
મનસુખભાઈ અધીપતિ કાબરાજી કાબુ
દલપતરામ ગીરા ગુર્જરી તણા કવિ;
ભવાની શંકર ભલા માસ્તર માને લોક
દયાળજીભાઈ મિત્ર એહની બહુએ મળી,
ખુશાલીમાં ખાશી દાજીરાજ દરબાર આજે
ગાદી નશીન થવાથી આનંદ હેલી હતી. ૩૦

"દેવનોઆશીર્વાદ" તપો રાજ તેજ વધુ થાઓ પ્રજા પ્રીતી પાત્ર
રાજ કાજે વાધો યશ રૂડા દાજીરાજને,
સરકારે સનમાન ગુણી જને ગુણ ગાન
મહાજનથી સુ માન લ્યો કરી સુકાજને;
સ્વજન એ કારી ભાન ન્યાય વા નીતિનું જ્ઞાન
વાધવા વિદેશે માન શાહે ગુણ સાજને,
દીર્ઘાયુષે રો'એજ તપો રૂડુ રાજ તેજ
સદા દાજીરાજ વઢવાણ મહારાજ ને. ૩૧

કુંડળીયો.

"દેવથીથયેલીભેટ" મંડપ મધ્ય કહેવત લખી, આપે સૂંસ્કૃત સાર;
સાર ગ્રહી સમજી સદા, વરતે સુખી સંસાર.
સુખી સંસાર, સારદા વચન વિલાષી;
કીમતી, ભુવન ભીંતે લખી ભાષી.
પતી, દેવે દીધી ઓળખી;
પ મધ્ય કહેવત લખી. ૩૨

